॥ ઓ૩મ્ ॥

ભજનાનંદ ટ્રેક્ટમાળા મણકો ૧૧

# ઇશ્વરીય જ્ઞાન
## (વેદ)

લેખક.
શ્રી. પં. ચંદ્રકાન્તજી, વેદવાચસ્પતિ–વેદમનીષી

*

પ્રકાશક:
મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા
કાર્યાલય–આણંદ.

વિ. સંવત ૧૯૯૫ — દયાનન્દાબ્દ ૧૧૬

મૂલ્ય ૦–૦–૬

# નિવેદન



સોનગઢ ગુરુકુલના આચાર્ય પં. ચન્દ્રકાન્તજી વેદવાચસ્પતિ અને કાશી વિદ્યાપીઠના પ્રો. આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવની વચ્ચે '**વેદ જ ઈશ્વરીય જ્ઞાન છે, બ્રાહ્મણ અને ઉપનિષદાદિ નહીં**' એ વિષય ઉપર વિદ્વત્તાપૂર્ણ મનોહર ચર્ચા વસન્ત ત્રિમાસિકમાં ચાલતી હતી; છેવટે શ્રી. આચાર્ય ધ્રુવ તરફથી ઉત્તર નહીં મળ્યો, જે ઉપરથી સિદ્ધ થાય છે કે આર્યસિદ્ધાંતની ગંભીરતા મૂકભાવે તેમણે સ્વીકારી છે. આ ચર્ચા આર્યપ્રકાશના વાચકોની જાણ માટે આર્યપ્રકાશમાં પ્રસિદ્ધ થઈ હતી, તેને ફરીથી આ પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

મંત્રી.



॥ ओ३म् ॥

## શ્રી. આચાર્ય આનંદશંકર ધ્રુવજીની પ્રતિ

# ઈશ્વરીય જ્ઞાન (વેદ) વિષે વિશેષ સ્પષ્ટીકરણ.

---

આ લેખમાં તાત્વિક દૃષ્ટિથી ઇશ્વરીય જ્ઞાનના વિષયમાં વિચાર કરવામાં આવ્યો છે. વનસ્પતિ, પશુ, પક્ષી, મનુષ્ય વગેરે યોનિયો પરમાત્માની વિશેષ રચનાઓ છે. પાશ્ચાત્ય વિચારકોની દૃષ્ટિથી પશુ જગતથી માનવ જગતને પૃથક કરવાવાળી નિમ્ન ત્રણ વાતો છે.

૧. શસ્ત્ર વ્યવહાર (use of tools)

૨. અગ્નિવ્યવહાર (use of fire)

૩. વ્યક્ત ભાષા પ્રયોગ(use of articulate language)

અત્યન્ત અસંસ્કારી માનવ સમાજમાં પણ વ્યક્ત ભાષાનો અભાવ કલ્પવો એ કલ્પનાતીત વાત માની શકાય. આપણી સમક્ષ સૌથી પ્રથમ પ્રશ્ન આ આવે છે કે માનવમાં પોતાના ભાવોને બીજાને વ્યક્ત કરવા માટે (વિચાર કરવા માટે) શકિત કયાંથી આવી?

નવજાત બાળક શરૂઆતમાં કાંઇપણ બોલી કે વિચારી શકતું નથી. ઉમરની વૃદ્ધિ સાથે તેનામાં માબાપ કે ગુરૂ ઇત્યાદિના સંસર્ગ દ્વારા વિચારવાની–પોતાનું હિતાહિત સમજવાની–શકિત આવે છે. શું મનુષ્ય કે શું પશુ–પક્ષિઓ સૌમાં ખાવા–પીવા સંબન્ધી સામાન્ય જ્ઞાન અવશ્ય હોય છે; પરંતુ વિશિષ્ટ જ્ઞાન જુદી જુદી યોનિયોમાં, જુદી જુદી કોટિના મનુષ્યોમાં વિશેષ નિમિત્તથીજ આવે છે. પશુ અને મનુષ્યમાં ભોગ્ય શક્તિ સમાન રૂપે છે, પણ

માણસ સિવાય બીજા કોઇ પણ પ્રાણીમાં ભોગ્ય પદાર્થની ઉત્પત્તિ, રક્ષા અને વૃદ્ધિનું જ્ઞાન હોતું નથી. જો આત્માના સ્વાભાવિક જ્ઞાનથી જ આ બધું થઈ જતું હોય તો તો પશુમાં પણ આત્મા છે, તે કેમ ભોગ્ય પદાર્થોની વૃદ્ધિ, રક્ષા અને ઉત્પત્તિનું કામ ના કરી શકે? એકલો માણસ જ અન્ય ચેતનાદિના નિમિત્તની સહાયતાથી સ્વાભાવિક જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે, ઘર બનાવવું, અન્ન બનાવવાં, વગેરે અનેક ક્રિયાઓ તે નૈમિત્તિક જ્ઞાનના આધારે જ કરે છે. આપણે જોઈએ છીએ કે ગાય ભેંસ વગેરેનાં બચ્ચાં સ્વાભાવિક રીતેજ તરવાનું જાણે છે પણ માનવ સંતાન વગર શીખવાડે તરવાનું નથી જાણતું. સંભવ છે કે સ્વાભાવિક જ્ઞાન અથવા તો સામાન્ય સહજ જ્ઞાન પશુઓમાં માણસ કરતાં વધારે હોય, પણ માણસમાં નૈમિત્તિક જ્ઞાનની પ્રાપ્તિ તથા વૃદ્ધિની યોગ્યતાથીજ તે પશુથી ઉચ્ચ ગણાય છે, જીવાત્માનું જ્ઞાન* ચૈતન્ય એક ગુણ છે. જીવાત્મા જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે પણ કેવી રીતે? આપણી આંખોમાં દૃષ્ટિશક્તિ છે પણ તે સૂર્યજ્યોતિ સિવાય ઉપયોગમાં નથી આવી શકતી અને વગર આંખોએ સૂર્યનો પ્રકાશ પણ નિરર્થક અને અસ્તિત્વ વગરનો લાગે છે એવી રીતે જીવાત્મામાં શક્તિ હોવા છતાં પણ અન્ય નિમિત્તથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. નિમિત્ત વગર શક્તિ હોવા છતાં પણ જ્ઞાન ઉત્પન્ન નથી થતું. માનવ દેહમાં ભોગ તથા કર્મ બન્ને માટે જ્ઞાન અપેક્ષિત છે, આ જ્ઞાન આજે પણ હજાર પ્રયત્ન કરવા છતાં માબાપ ઇત્યાદિ ચેતનોના નિમિત્ત વગર નથી મળી શકતું તો પછી સૃષ્ટિના પ્રારંભમાં જીવાત્માઓને કોઇ પણ ચેતન નિમિત્ત સિવાય જ્ઞાન કેવી રીતે ઉપલબ્ધ થયું હશે?

કેટલાક વિકાસવાદી વિચારકો માને છે કે મનુષ્યોમાં આવશ્યકતાનુસાર વિચારો ઉત્પન્ન થયા અને તેમાં વૃદ્ધિ થતી ગઇ પણ

---

*'इच्छाद्वेषप्रयत्नसुखःदुखज्ञानान्यात्मनो लिङ्गम्'। सू.

આ વિષયમાં કોઇ પણ પુષ્ટ પ્રમાણ નથી. મહાનમાં મહાન વિપત્તિમાં પણ માનવ શિશુએ બીજા પાસેથી શિક્ષણ પ્રાપ્ત કર્યા વગર જ્ઞાનનો અવિષ્કાર નથી કર્યો. આ વિષયને અર્વાચીન સમયમાં કરવામાં આવેલા અનેક પરીક્ષણોથી× પ્રમાણિત કરી શકાય તેમ છે. કોઇ બાળક એક શ્રીમંતને ત્યાં જન્મે છે પણ જ્યાં સુધી એને શિક્ષણ ના આપવામાં આવે ત્યાં સુધી તે કાંઇ શીખી શકતું નથી. આવશ્યકતા, અવસર અને પરિસ્થિતિ પોતાની મેળે સ્વતંત્ર રૂપથી જ્ઞાનોત્પત્તિમાં કારણ રૂપ નથી બની શકતા. જો કોઇ ચેતન શક્તિ જ્ઞાનને ઉત્પન્ન કરવામાં નિમિત્તરૂપ બને છે તોજ આવશ્યકતા, અવસર અને પરિસ્થિતિ જ્ઞાનની વૃદ્ધિમાં કારણ રૂપ બને છે. એટલા માટે સૃષ્ટિના આરંભમાં પણ જીવાત્માઓએ કોઇ નિમિત્ત ભૂત ચેતન શક્તિ દ્વારાજ જ્ઞાન મેળવ્યું હશે, એમ કહેવું અસંભવ નથી પણ યુક્તિ સંગત છે. આથી કરીને જ પંતજલિ મુનિએ યોગ દર્શનના સમાધિ પાદના ૨૬ મા સૂત્રમાં પ્રભુને "**पूर्वेषामपि गुरुः**" કહ્યું છે અર્થાત પ્રભુમાં કાલકૃત સીમાઓ ન હોવાથી બ્રહ્મા અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા વગેરે ઋષિઓનો પણ તે ગુરૂ છે. વેદાન્તશાસ્ત્રમાં આથીજ પ્રભુને શાસ્ત્રયોનિ ('**शास्त्रयोनित्वात्** ૧-૧-૩') કહેલો છે.

આપણે જોયું કે સૃષ્ટિના પ્રારંભમાં જીવાત્માઓને નૈમિત્તિક જ્ઞાનની આવશ્યકતા છે અને નૈમિત્તિક જ્ઞાન* ચેતનની સહાયતાથી

---

× ગ્રીકના સેમેટિકલ બાદશાહે, સ્કોટલેન્ડના જેમ્સ ૪ થાએ, હિન્દ માં અકબરે પરીક્ષણ કર્યાં છે. વિશેષ વિવરણ માટે જુઓ 'Transaction of the Victoria institute' ૧૫ મા વોલ્યુમમાં ૩૩૬ મું પૃષ્ટ.

* (a) Mr. Maurice Phillips નું પુસ્તક the teaching of the Vadas' જ્ઞાનોત્પત્તિ પ્રકરણ પૃ. ૧૦૪ સૃષ્ટિની આદીમાં ઈશ્વરીય જ્ઞાનની આવશ્યકતા છે.

જ્ઞાનોત્પત્તિની સમસ્યાનો ઉકેલ એમાં જ છે.

મળી શકે છે. તે ચેતન પરમાત્મા છે. બીજા શબ્દોમાં કહીએ તો સૃષ્ટિની આદિમાં ઇશ્વર પ્રેરિત અર્થાત અપૌરુષેય (**पुरुष=मनुष्य**) જ્ઞાનની સત્તા અવશ્ય હોવી જોઇએ.

સામાન્ય રીતે જ્ઞાનના ત્રણ વિભાગ પાડી શકાય છે. ૧ સ્વાભાવિક. ૨. નૈમિત્તિક. ૩. કાલ્પનિક. આની અંદર સૃષ્ટિના પ્રારંભનું ઇશ્વરીય જ્ઞાન નૈમિત્તિક કોટિનું છે. સ્વાભાવિક જ્ઞાન વડે મનુષ્યના મગજમાં એવી શક્તિ ઉત્પન્ન થઇ શકતી નથી કે જેનાથી તે પોતાનું જ્ઞાન વિસ્તૃત બનાવી શકે. સંસ્કાર હીન અને જંગલી જાતિઓ આ વાતની સાક્ષી રૂપ છે. આપણે જગતમાં વિશાળ જ્ઞાન જોઇએ છીએ તે જ્ઞાન પ્રથમ શ્રેણીના જ્ઞાનનો વિકાસ નથી. આવીજ રીતે પ્રારંભિક જ્ઞાન કાલ્પનિક જ્ઞાનની કોટિનું પણ નથી. કારણ કે જો પ્રભુ તરફથી બધુંજ બતાવી દેવામાં આવ્યું હોય તો મનુષ્યની સ્વતંત્ર શક્તિ તથા વ્યક્તિત્વનો કાંઇપણ અર્થ નથી. માનવીય વિચારનું પ્રવેશદ્વાર જ તે દશામાં બંધ થઇ જાય છે. આટલા માટે સૃષ્ટિના આદિમાં ઇશ્વર પ્રદત્ત જ્ઞાન નૈમિત્તિક કોટિનું અર્થાત પ્રાવેશિક જ્ઞાનની કોટિનું હોવું જોઇએ. ઇશ્વરીય જ્ઞાનના વિષયમાં આપણે ત્રણ પ્રકારની કલ્પનાઓ કરી શકીએ.

૧. આ જ્ઞાન સૃષ્ટિની શરૂઆતમાં જ મળ્યું; તત્કાલીન મનુષ્યો માટે આ જ્ઞાન ગુરુની ગરજ સારે છે.

૨. કાળક્રમે વિશિષ્ટ વ્યક્તિઓ દ્વારા વિશેષ ગ્રન્થોના સ્વરૂપમાં ઇશ્વરીય જ્ઞાન પ્રાદુર્ભૂત થાય છે.

---

(b) મહાશય પેરી (Perry) એ children of the sun માં (૧૨૮ પૃ) લખ્યું છે કે મનુષ્યમાં ધીમે ધીમે ક્રમશઃ પેદા થવાનો વિચાર સર્વથા ત્યાજ્ય છે.

(c) Elliot smith પોતાની Evolution in the light of modern Knowledge માં વિકાસવાદથી વિરૂદ્ધ પોતાના વિચારો પ્રદર્શિત કરે છે.

૩. કોઇપણ પ્રકારના માધ્યમ વગર જ સમયે સમયે વિશિષ્ટ વ્યક્તિઓને ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ ત્રણેય કલ્પનાઓમાં પ્રથમ કલ્પના જ બુદ્ધિ યુક્ત છે કેમકે સૃષ્ટિના પ્રારંભમાં આવશ્યકતાઓની પૂર્તિમાટે ઇશ્વરીય જ્ઞાનના મળવા બાદ પણ એવા જ્ઞાનની પુનઃ ઉપલબ્ધિ થાય, આવી કલ્પનામાં ઇશ્વરની સર્વજ્ઞતા તથા ન્યાય–પ્રિયતા ખંડિત થઇ જાય છે. વળી ઇશ્વર પ્રેરિત જ્ઞાનમાં કેટલોક સુધારો વધારો કરવો, કેટલુંક રદ (abrogate) કરવું, આ વસ્તુ ઇશ્વરનાં ઇશ્વરત્વમાં જ આડે આવે છે માટે સૌથી પહેલી કલ્પના જ વધારે બુદ્ધિયુક્ત અને યુક્તિસંગત છે.

હવે આપણી સમક્ષ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે નિરાકાર અને નિરંજન પ્રભુ જીવાત્માઓને જ્ઞાન કેવી રીતે આપે છે? મનુષ્ય જ્યારે કોઇ શુભ કર્મ કરવા ઇચ્છે છે ત્યારે તેના સંકલ્પ કરવાની સાથેજ તેમાં ઉત્સાહ અને પ્રસન્નતા ઉત્પન્ન થાય છે, અને જ્યારે અશુભ કર્મ કરવા ઇચ્છે છે ત્યારે સંકલ્પ માત્રથી ભય-શંકા ઉત્પન્ન થાય છે. બન્ને અવસ્થાઓમાં મનુષ્યમાં ઉત્પન્ન થતા ઉત્સાહ અનુત્સાહાદિ ભાવોને આપણે વાણીથી કહી શકતા નથી તેમજ કાનોથી સાંભળી પણ શકતા નથી. આ ભાવ માત્ર હૃદયમાંજ ઉત્પન્ન થાય છે. આ અંતઃકરણની પ્રેરણાને અનુરૂપજ ઇશ્વરીય જ્ઞાન પણ ઋષિઓનાં હૃદયમાં ઉત્પન્ન થાય છે. અને ઋષિઓ તેને હૃદયથીજ સમજે છે. આ વિષયમાં અનેક તત્વજ્ઞોની * સહમતિ છે. જેવી રીતે હીપ્નોટાઇજર સામેની વ્યક્તિના

* (ક) 'Seience of languago' ના ૨ જા ભાગમાં ૩૯૬ પૃ. માં મેકસમૂલરે પાઇથોગોરસનો વિચાર પ્રગટ કરતાં લખ્યું છે "But there is a voice of conscience within us the utterance of a divine law independent of human statues and traditicns self evident irrefragable"

મુખેથી કેવળ માનસિક પ્રેરણાનાજ આધારે એવી એવી ભાષાઓના શબ્દો બોલાવે છે, જે શબ્દો તે વ્યક્તિએ કદી પણ સાંભળ્યા નથી આવીજ રીતે સર્વવ્યાપક અને સર્વશક્તિમાન પરમાત્મા સૃષ્ટિના આદિમાં આદિ માનવોના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ કરે છે.

**આદિ જ્ઞાન તથા આદિ ભાષા**

જ્ઞાન શબ્દથી આપણે બે પ્રકારના ભાવ સમજી શકીએ છીએ. એક તો વિચાર અથવા ભાવ અને બીજો તે વિચારની સૂચક ભાષા. માણસમાં કોઇપણ જાતના વિચારો કોઇ વિશિષ્ટ ભાષાના આધાર વગર ઉત્પન્ન થતા નથી. માત્ર બીજાને પોતાના ભાવો વ્યક્ત કરવા માટેજ ભાષાની જરૂર એમ નથી પણ પોતાના અંતરાત્મામાં પણ વિચારો ભાષા વગર નથી રહી શકતા. પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી પ્રો. મેક્સમૂલર પોતાના પુસ્તક 'ભાષા વિજ્ઞાન' માં લખે છે (પૃ. ૯૯) કે—

We never meet with articulate sounds except as wedded to determinate ideas, nor do we ever I believe, meet with determinate ideas except as embodied forth in articulate sounds. I there fore, declare my conviction as explicitly as possible that thought in the sense of reasoning is not possible without language.

આવીજ રીતે Schelling પણ લખે છે કેઃ—

Without language it is impossible to conceive philosophical, nay even any human con-

---

(ખ) ગ્રીક તત્વજ્ઞ એપીક્યુરસના વિચાર મનમાં 'સૌથી પ્રથમ ભાષાને પ્રગટ કરવામાં મનુષ્યે ઇશ્વરીય પ્રેરણાથી અબોધતાથી કામ કર્યું. જેવી રીતે તેણે છીંક ખાધી, ઉધરસ ખાધી તથા દુઃખથી ઉચ્છ્વાસ ભર્યો (Matorialism by & Thanja page. 52)

(ग) 'अस्य महतो भूतस्य निःश्वसितमेतत्' બ ઉપનિષદ.

sciousness. (મેક્સમૂલરકૃત The science of language p. 99).

અર્થાત ભાષાના આધાર વગર માનવીય જ્ઞાન ઉત્પન્ન નથી થઇ શકતું. ભાષાથી અહીં આગળ કોઇ દેશ, જાતિ અથવા તો કાળ વિશેષની ભાષા એમ સમજવાનું નથી પણ ભાષાથી અહીં બોલવાની શક્તિનો અર્થ અભિપ્રેત છે કે જે શક્તિ સૃષ્ટિના આદિમાંજ મનુષ્યને પ્રાપ્ત થઇ છે. આ શક્તિ કેવી રીતે આવી? અનુભવ અને દૃષ્ટાન્તો આપણને બતાવે છે કે બાળક કોઇ પણ ભાષા વગર શીખવ્યે નથી બોલી શકતો. માબાપ વગેરે દ્વારા સાંભળીનેજ તે માતૃભાષાને બોલવામાં કે સમજવામાં સમર્થ થાય છે.

સામાન્ય રીતે આપણે જાણીએ છીએ કે સંસારમાં એક બીજાથી ભિન્ન એવી હજારો ભાષાઓ છે જેનાથી આપણે વિચાર કરીએ છીએ કે આવશ્યકતા અને પરિસ્થિતિઓમાં ભિન્ન ભિન્ન જાતિઓએ જુદા જુદા સમયમાં આ ભાષાઓ પ્રચલિત કરી છે; અને આવીજ રીતે શરૂઆતમાં પણ ભાષા વિકાસ પામી હશે; પણ આવી ધારણા અશુદ્ધ છે. કારણ કે ભાષા વિજ્ઞાનવેત્તાઓએ સાબિત કર્યું છે કે સંસારમાં પ્રચલિત કોઇ પણ ભાષા સર્વથા નવી નથી. તે સૌની ઉત્પત્તિ એકજ કોઇ માતૃભાષામાંથી થઇ છે. હવે આપણી સમક્ષ વિચારણીય પ્રશ્ન આજ છે કે બધી ભાષાઓની મૂળ ભાષા તે કઇ અને તેનો વિકાસ કેવી રીતે થયો?

**ભાષાની ઉત્પત્તિના સંબંધમાં કેટલાક મતોનું પર્યાલોચન.**

આ વિષયને ચર્ચતાં આપણી સામે બે વિચારો ઉભા થાય છે. એક તો એ કે ભાષાનો વિકાશ ક્રમશઃ થયો છે; અને બીજો એ કે જ્ઞાનની માફક ભાષા પણ કોઈ દૈવી શક્તિદ્વારા આપણને મળી છે. વિકાસ–વાદીઓ પોતાના મતને સિધ્ધ કરતાં નીચેની ત્રણ કલ્પનાઓ રજુ કરે છે.

(૧) ભાષાની ઉત્પતિ સંબંધી સર્વ પ્રથમ કલ્પના thoery of convention ની છે. આના આવિષ્કર્તા મહાશય લૉક

હતા. એડમ સ્મિથે પણ આનું સારી રીતે સમર્થન કર્યું છે. આના અનુસાર પ્રારંભમાં બધા પ્રાણીઓ મૂંગા હતા. પોતાના ભાવો વ્યકત કરવા માટે તેઓ શરીરના જુદા જુદા સંકેતો કરતા હતા, પાછળથી વિચારો એટલા બધા વધ્યા કે તેમને સંકેતોથી પ્રગટ કરવાનું અશક્ય બન્યું ત્યારે કેટલાક કૃત્રિમ ચિન્હો નિશ્ચિત કરવામાં આવ્યા અને તેમના અર્થ પારસ્પરિક સમજણથી નક્કી કરવામાં આવ્યા. આ કલ્પના વિચારતાં ખામીયુકત લાગે છે, કેમકે જ્યારે શબ્દ અને અર્થ બન્ને સંપૂર્ણ હતા ત્યારે પરસ્પર સમજણ એ કયા માધ્યમે સ્વીકારવામાં આવેલી આ પ્રશ્ન ચાલુજ રહે છે.

(૨) બીજી કલ્પના onomatopoetic theory થી ઓળખાય છે. આ કલ્પના અનુસાર માનવામાં આવે છે કે શરૂઆતમાં જ્યારે માણુસે બોલવાનું શરૂ કર્યું ત્યારે પોતાની આસપાસના જીવંત ચેતન પ્રાણીઓના અવાજનું અનુકરણ કર્યું અને પાછળથી એ શબ્દો જેના અનુકરણથી બનેલા તે તે પદાર્થો માટે પ્રયોગમાં આવવા લાગ્યા.

પણ કોઇપણ ભાષાનો ઇતિહાસ એ કલ્પનાને પુષ્ટિ નથી આપતો. આપણે ગમે તે ભાષાનો વિચાર કરીએ તેમાં પ્રાકૃતિક જગતમાં ઉત્પન્ન થતાં અવાજો સાથે સામ્ય રાખનારા શબ્દો ઘણાજ ઓછા જોવામાં આવે છે. કદાચ એકાદ શબ્દ મળી પણ આવે તો પણ તેનાથી આ મત સાબિત થતો નથી.

(૩) ત્રીજી કલ્પના (Bow Vow) તથા Interjectional theory ના નામથી પ્રસિદ્ધ છે. આના અનુસાર મનુષ્યના માનસિક ભાવો વેગયુકત બનીને તેના મુખમાંથી સ્વાભાવિક શબ્દો દ્વારા વ્યકત થતા ગયા અને આ પ્રકારે ધીમે ધીમે ભાષાની ઉત્પત્તિ થઇ. માણુસ દુઃખમાં હા ! હા ! અને આનંદમાં વાહ ? વાહ ? કરવા લાગ્યો. આ વિષય પરત્વે માત્ર એટલુજ લખવું પુરતું છે કે જગતની પ્રત્યેક ભાષામાં આવા શબ્દો નામ

માત્રનાજ મળી આવે છે. અને તે પણ ભાષાના અનિવાર્ય થયેલા અંગભૂત નહિ. સાથેજ આ વસ્તુ પણ અકલ્પ્ય લાગે છે કે માણસના મુખમાંથી ગમે તે આડા અવળા શબ્દો નીકળી પડયા, તેને બીજા માણસોએ અમુક નિશ્ચિત અર્થમાં કેવી રીતે જાણ્યા. એટલે અંતે સ્વાભાવિક રીતે એ પરિણામ ઉપર આવીએ છીએ કે સૃષ્ટિના પ્રારંભમાં પ્રભુએ શબ્દ અને તેમના અર્થો તથા બન્નેનો સંબંધ કરી શકવાનું જ્ઞાન પ્રદાન કર્યું છે. પ્રો. મેકસમુલરે આજ સત્ય ને 'ભાષા વિજ્ઞાન' નામના પુસ્તકમાં સ્વીકાર્યું છે. તેઓ લખે છે કે 'મનુષ્યોમાં તથા પ્રાણીઓમાં ભાષાનો ભેદ એવો છે કે તેને કદી દૂર કરી શકાય નહિ. સંસારમાં એવો એકેય દાખલો મળતો નથી જેમાં બતાવ્યું હોય કે અમુક પશુ ઉન્નતિ કરતું કરતું મનુષ્યની કક્ષાએ પહોંચ્યું છે અને માનવ ભાષા વાપરે છે. આનાથી વિપરીત આ વાત દેખીતી છે કે માણસ અભ્યાસથી પશુઓની ભાષા બોલી શકે છે પણ પશુઓ માટે આવું અનુકરણ કરવું એ અશક્ય છે; (ભાષા-વિજ્ઞાન. ૧ભાગ. પૃ. ૧૩).

આપણે આગળ જોઈ ગયા કે શબ્દોમાં વિશેષ અર્થો નિર્ધારિત કરવાની શકિત પ્રભુએ આપી છે. આથી આપણે કહી શકીએ કે સૃષ્ટિના પ્રારંભમાં પ્રાણીઓને પ્રભુ તરફથી નૈમિત્તિક જ્ઞાન અને ભાષા પણ આપવામાં આવી છે. હવે આપણે વિચારવાનું છે કે તે અપૌરુષેય જ્ઞાન કેવું અને તે કઇ ભાષામાં પ્રગટ થયું છે. યુકિત અને પ્રમાણોના આધારે વિચારતાં લાગે છે કે ઇશ્વરીય જ્ઞાન વેદો જ છે. વેદ સિવાય અન્ય ગ્રંથો ઇશ્વરીય જ્ઞાન રૂપે નથી સાબીત થતા કેમકે, ઇશ્વરીય જ્ઞાનની પરીક્ષામાં વેદ જ સાચી રીતે પસાર થાય છે.

(૧) ચારેય વેદોની અંતઃસાક્ષી તથા અન્યશાસ્ત્રોની અંતઃસાક્ષીથી સ્પષ્ટ થાય છે કે વેદ એ ઇશ્વર પ્રેરિત જ્ઞાન છે.

(૨) ઇશ્વરીય જ્ઞાનનો પ્રકાશ સૃષ્ટિની શરૂઆતમાંજ થવો જોઇએ જો આમ ન માનવામાં આવે તો ઇશ્વરની ન્યાય યુક્તતા ખંડિત થઇ જાય છે.

(૩) ઇશ્વરીય જ્ઞાન કોઇ દેશ વિશેષની ભાષામાં નહિ હોવું જોઇએ કે જેથી કરીને તેને સમજવામાં સૌને સરખો શ્રમ કરવો પડે વેદો એવી ભાષામાં છે કે જે સૌ આર્ય ભાષાઓની માતૃ-ભાષા છે. ભાષા વિજ્ઞાનના વિદ્વાનોએ આ વાત સાબિત કરી છે કે અત્યાર સુધીમાં પ્રચલિત બધી ભાષાઓમાં પ્રાચીનતમ ભાષા તે વૈદિક ભાષા છે અને આ વૈદિક ભાષામાંથીજ અનેક ભાષાઓનો વિકાસ થયેલો છે. આના ઉપરથી આપણને લાગે છે કે શરૂઆતમાં ઇશ્વર તરફથી આપવામાં આવેલું જ્ઞાન એ વૈદિક ભાષામાં આપેલું હોય આ વાત અસંભવ નથી.

(૪) આ જ્ઞાન સૃષ્ટિના નિયમોથી વિપરીત ન હોવું જોઇએ.

(૫) આ જ્ઞાનમાં સર્વ સત્યવિદ્યાઓના મૂળ સિદ્ધાન્તો હોવા જરૂરી છે.

વેદ ઉપર્યુક્ત પાંચેય કસોટીઓમાંથી પસાર થઇને તેની યોગ્યતા પૂરવાર કરે છે. બ્રાહ્મણ ગ્રન્થો વેદોના વ્યાખ્યા ગ્રંથો છે કે જે યાજ્ઞવલ્કય વગેરે ઋષિઓ દ્વારા બનાવવામાં આવ્યા છે. આમ તે મનુષ્યકૃત હોવાથી ઇશ્વરીય જ્ઞાનની કોટિમાં નથી આવી શકતા.

અહીં આગળ એક સ્વાભાવિક પ્રશ્ન ઉભો થાય છે કે જો ઇશ્વરનેજ વેદોનો કર્તા માનવામાં આવે તો મંત્રોમાં આવતા ઋષિઓને શું માનવામાં આવે? ઋષિઓનાં નામો મંત્રો અને સૂક્તો સાથે સંબંધ ધરાવે છે. શું તેમને વેદ કર્તા ન માની શકાય? આ વિષે આપણે આટલુંજ કહીશું કે ઋષિઓ વેદના કર્તા નથી પણ દ્રષ્ટા છે. તેઓ વેદોના જ્ઞાતા છે પણ નિર્માતા નથી. આ વિષયમાં થોડાંક પ્રમાણો નીચે આપવામાં આવ્યાં છે.

૧. '**नमो ऋषिभ्यो मंत्रकृद्भ्यो मंत्रपतिभ्यः**' (તૈત્તીરીયારણ્યક ૪-૧૭).

આના ઉપર આચાર્ય સાયણે નીચે પ્રમાણે ભાષ્ય કર્યું છે. 'मंत्रकृद्भ्यो मंत्रं कुर्वन्तीति मंत्रकृतः। यद्यप्यपौरुषेये वेदे कर्तारो न सन्ति तथा कल्पादावीश्वरानुग्रहेण मंत्राणां लब्धारो मंत्रकृत इत्युच्यते।' આમાં સાયણ મંત્ર ગ્રહણ કર્તા ઋષિઓને મંત્રકર્તા શબ્દથી સંબોધે છે.

૨. 'सर्पऋषिर्मंत्रकृतः' ( એતરેય બ્રાહ્મણ. ૬–૧–૧ )

આની ટીકા સાયણ કરે છે કે, 'ऋषिः अतीन्द्रियार्थं मंत्रकृत ( कृ धातु स्त्वत्र दर्शनार्थः ) मंत्रस्य द्रष्टा' અર્થાત્ મંત્રકૃતનો અર્થ મંત્ર દ્રષ્ટા છે.

૩. આચાર્ય યાસ્કે લખ્યું છે કેઃ—'ऋषिर्दर्शनात् स्तोमंददर्शेत्यौपमन्यवस्तत् यदेनां स्तपस्यमानान् ब्रह्म स्वयम्भू अभ्यानर्षत् तद् ऋषयोऽभवन् तदृषीणामृषत्त्वमिति विज्ञायते।' ૨–૩–૨ આની અંદર પણ યાસ્કે ઋષિઓને મંત્રદ્રષ્ટા તરીકેજ સ્વીકાર્યા છે.

આવાં અનેક પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે વેદમંત્રોના કર્તા ઋષિઓ નથી પણ વેદોજ ઈશ્વર પ્રેરિત છે. ઋષિઓ સંસારના ગુપ્ત રહસ્યરૂપ મંત્રો ( Secret Ideas ) ના જ્ઞાતા છે, દ્રષ્ટા છે. 'સિદ્ધાન્તસાર' નામના પોતાના પ્રસિદ્ધ પુસ્તકમાં મણિભાઈ નભુભાઈ લખે છે કે.

"સપ્તસિંધુ પ્રદેશમાં આવી વસેલી આર્યશાખાનું મુળ ધર્મ-પુસ્તક વેદ સંજ્ઞાથી જાણીતું છે. કુરાન, બાઈબલ વગેરે શબ્દો જેમ પુસ્તક વાચક છે તેમ વેદ શબ્દ પુસ્તક વાચક નથી. વિદ્ એટલે જાણવું, જ્ઞાન પામવું. એ ધાતુથી વ્યુત્પન્ન શબ્દ જ્ઞાન માત્રનો ભંડાર, એટલા અર્થનો વાચક છે. સર્વજ્ઞતાનું સ્વરૂપ જ વેદ, માટે ઈશ્વર પ્રણીત મુસા પેગમ્બરને ઈશ્વરે જાતે દસ આજ્ઞાઓ લખાવી હતી તથા મહમદને જીબ્રેલ નામના ફિરસ્તાએ કુરાનના ફકરા પ્રસંગે પ્રસંગે કહ્યા હતા પણ વેદ તેવી રીતે ઉતર્યો કહેવાતો

નથી. વેદ ઇશ્વર દત્ત નહિ પણ ઇશ્વર પ્રેરિત કહેવાય છે, ને વેદ મંત્રો જુદા જુદા ઋષિઓના જ્ઞાનમાં પ્રતીત થાય છે. દષ્ટ થયા છે માટે તે ઋષિઓ મંત્રકૃત કહેવાય છે. ઋષિઓના જ્ઞાનમાં પ્રતીત થવું અને ઋષિઓએ જ બનાવવું એ બે અર્થોની વચ્ચે આ પ્રમાણે સૂક્ષ્મ તફાવત માની, પ્રાચીન પંડિતો એમ કહે છે કે વેદ મંત્રો અનાદિ છે એટલે કે જ્ઞાનમાં પ્રતીત થાય તેવા છે પણ બની શકે તેવા નથી. અનંત યુગ, અનંત કલ્પ વહી ગયા પણ વેદ તેનો તેજ છે. તેનો કર્તા કોઇના સ્મરણમાં નથી એટલે તે નિત્ય છે, અનાદિ છે, અપૌરુષેય છે. ઇશ્વર પ્રણીત છે. ઇશ્વર રૂપ છે. મીમાંસકો તો શબ્દની નિત્યતા સિદ્ધ કરી, શબ્દ એટલે બ્રહ્મ અર્થાત્ વેદ, તેની પણ નિત્યતા સિદ્ધ કરે છે. એટલે તેને અનાદિ માનવો પડે છે. આવી પૂજ્ય અનાદિતાને એ પુસ્તક સર્વથા પાત્ર જ છે કેમકે મનુષ્ય વિચારનો પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસ એના વિના આપણને હાથ લાગવો અશક્ય જેવો થઇ પડત” ( ૫૭ પૃષ્ઠ).

ઉપર્યુક્ત ઉદ્ધરણથી સ્પષ્ટ થાય છે કે વેદ ઇશ્વર પ્રેરિત છે. ઋષિ મુનિયોની સ્વતંત્ર કૃતિ ન હોવાને લીધે પૌરુષેય નથી પણ અપૌરુષેય છે. એટલા માટેજ સાયણાચાર્યે ‘ઋ. ભાષ્યભૂમિકા’ માં વેદનું લક્ષણ કરતાં લખ્યું છે કે ‘ **अपौरुषेयं वाक्यं वेदः**’ વેદ શબ્દ જ્ઞાન વાચક છે. મનુષ્ય જાતિના સૌથી પુરાતન આ ગ્રન્થમાં સમસ્ત વિદ્યાઓના તત્વો બીજ રૂપે વિદ્યમાન છે. ઋષિઓએ પોતાની સ્વતંત્ર મેધાવડે આ જ્ઞાન ઉત્પન્ન નથી કર્યું પરંતુ અંતર્યામી રૂપે વિદ્યમાન સર્વવ્યાપક પ્રભુ દ્વારા હૃદયની પ્રેરણા રૂપે આ જ્ઞાન ઉપલબ્ધ થયું છે. આટલા માટેજ તેને શ્રુતિ પણ કહેવામાં આવે છે.

આપણા પ્રાચીન દર્શન ગ્રંન્થોમાં પણ વેદની પૌરુષેયતા અપૌરુષેયતા ઉપર અનેક વિચારો ભિન્ન ભિન્ન દષ્ટિએ રજુ કરવામાં આવ્યા છે. મીમાંસકો એમ કહે છે કે નિત્ય શબ્દમય

વેદો કોઇથી પેદા નથી થયા, ઋષિઓએ તેમનું દર્શન કર્યું છે, ઉપલબ્ધિ કરી છે પણ તેમણે બનાવ્યા નથી. આથી કરીને જ વેદો અકર્તૃક–નિત્ય અને અપૌરુષેય છે. સાંખ્યકાર માને છે કે સૂર્યચંદ્રાદિની સમાન વેદ પણ પ્રકૃતિના નિયમાનુસાર ઉત્પન્ન થયા છે. તેમના રચયિતા જ્ઞાત ન હોવાથી તે અપૌરુષેય છે. સાંખ્યકારના મતાનુસાર વેદ સ્વતઃ પ્રમાણ છે, કેમકે તે ઇશ્વર રૂપ 'પુરુષ' દ્વારા પ્રાદુર્ભૂત થયા છે. " **निजशक्त्यभिव्यक्ते : स्वत : प्रामाण्यम्** ' (૫–૫) અર્થાત્ વેદોમાં સ્વાભાવિક શક્તિ છે કે જેથી તેઓ પોતાનો અર્થ સિદ્ધ કરવામાં બીજા પ્રમાણોની અપેક્ષા નથી રાખતા. તેમના બનાવવાવાળા જ્ઞાત ન હોવાથી તે અપૌરુષેય માનવામાં આવે છે. ( **नापौरुषेयं तत्कर्तुः पुरुषस्याभावात्** ૫–૪૬ ). પ્રાચીન નૈયાયિકોના મતાનુસાર વૈદિક શબ્દોને લૌકિક ભાષાના શબ્દોની માફક જ માનવા જોઇએ. વેદના શબ્દો કૂટસ્થ નિત્ય નથી પરંતુ પ્રવાહ રૂપે નિત્ય અવશ્યમેવ છે. જેવી રીતે આયુર્વેદ આપ્ત પણ છે, અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ પણ છે એવી જ રીતે વેદના વિષયમાં પણ સમજવું જોઇએ. તેમના માનવા પ્રમાણે વેદ પૌરુષેય છે. ( **मंत्रायुर्वेदप्रामाण्यवच्च तत्-प्रामाण्यम् आप्तप्रामाण्यात्** ૨–૧–૬૮ ન્યાય સૂત્ર ) આનાથી મળતો મત વૈશેષિકનો પ્રતીત થાય છે. તેના અનુસાર શબ્દ સ્વરૂપ વેદ અનિત્ય અને અપૌરુષેય છે પણ અર્થરૂપમાં વિદ્યમાન વિદ્યાઓ નિત્ય છે અને અપૌરુષેય છે ( **तद्वचनादाम्नायस्य प्रामाण्यम्** ૧–૧- ૩ વૈશેષિક સૂત્ર ). વૈયાકરણોમાંથી પતંજલિ તથા કૈયટનો પણ આવો જ વિચાર છે. આવી રીતે આપણા પ્રાચીન દર્શનોમાં અપૌરુષેયતાનો વ્યવહાર આપણે જોયો. બધાએ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ તેનો અર્થ કર્યો છે. આવી દશામાં કદાચ આપણને ઉપલક દૃષ્ટિએ દર્શનોમાં એક વાકયતાનો લોપ થએલો લાગશે પણ જો તાત્વિક બુદ્ધિથી વિચારીશું તો જણાશે

કે વેદો ઇશ્વરથી પ્રેરિત છે એથી પૌરુષેય નથી. પુરુષ શબ્દને જો ઇશ્વર પરત્વે સમજવામાં આવે તો પૌરુષેય કહી શકાય, પણ જો તેનાથી ઋષિમુનિયોનું ગ્રહણ કરવામાં આવે તો પૌરુષેયતામાં દોષ આવે છે.

આમ આપણે તાત્વિક દ્દષ્ટિએ આ વાતને પ્રતિપાદન કરવામાં પ્રયત્ન કર્યો કે વેદો ઇશ્વર પ્રેરિત છે, અપૌરુષેય છે. આનાથી વિપરીત બ્રાહ્મણ ગ્રન્થો મનુષ્ય નિર્મિત હોવાથી ઇશ્વર પ્રેરિત નથી. સંસારના સમસ્ત આધાર ભૂત જ્ઞાનનો ભંડાર વેદ જ છે. (**महत ऋग्वेदादेः......अनेकविद्यास्थानोपबृंहितस्य सर्वज्ञकल्पस्य**) આના દ્વારા જ જગતમાં જ્ઞાનનો વિકાસ થયો છે. એડવર્ડ કાર્પેન્ટરે પોતાના પુસ્તક 'Art of creation' ના ૭ મા પૃષ્ઠમાં લખ્યું છે કે:—"A new philosophy we can hardly expect or wish for, since, indeed the same germinal thoughts of the Vedic authors come all the way down History even to Schopenhaur and Whitman inspiring philosophy after philosophy and religion after religion......and it is only to day that science with its huge conquests in the matirial plane is able to provide for these world-old principles......somewhat of a new form and so wonderful a garment of illustration and expression as it doesd."

આ ઉદ્ધરણથી વેદોની મહત્તા સ્પષ્ટ થાય છે. અપૌરુષેય ઇશ્વર પ્રેરિત જ્ઞાનની મહત્તા શા માટે આવી રીતે ન ગવાય? હાલ આટલાથીજ વિરમીએ છીએ.



શ્રી. રા. પુ. 'આર્યપ્રકાશ' પ્રેસ, આર્યનરોડ, આણંદમાં
બાપુભાઇ કુ. પટેલે છાપ્યું. તા. ૨૦—૭-૩૯